

શ્રી

ૐ તતસત પરમાત્માને નમઃ

# સોરઠની સતિ

## (રાણકદેવી.)

### નાટકનાં ગાયનો.



શ્રી મોરબી આર્ય સુબોધ નાટક મંડળી માટે


પ્રયોજકઃ— મા॰ લેખક-રેવા॰ વાઘજી આશારામ ઓઝા

પ્રકાશકઃ—પ્રેમીલાલ મુળજીભાઇ આશારામ ઓઝા,

ગેઇટી થીએટર, કોટ, મુંબઇ.



આવૃત્તિ છઠ્ઠી. પ્રત ૫૦૦૦.

સંવત ૧૯૭૯.] [સને ૧૯[illegible].




કીંમત ૪ આના.




છાપનારઃ—મગનલાલ જગજીવનદાસ, (૧૦૪×૭૬.)

શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઇ, ૩.

# રાજા મહારાજાઓ.

નવાબ સાહેબો, નામદાર સરકારના ધારાસભાના ઓનરેબલ મેમ્બરો, સેશન્સ જજો, કર્નલો, મેજરો, કેપટનો, નામદાર લેડ વૉઇસરાયના લેડ ઓનરરી એ ડી સી. પોલીટીકલ એજન્ટ, સરકારી સીવીલીયન ઓફીસરો, યુરોપીયન સીવીલ સર્જ્યનો, એમ. ડી ની ડીગ્રી ધરાવનારા મોટા ડકટરો તથા દેશી અને યુરોપીયન અમલદારો અને ગૃહસ્થોમા બાદશાહી યાકુતી નામની જગજાહેર દવા બહુ વપરાય છે એજ તેની ઉપયોગીતાની નિશાની છે—ગવર્નમેન્ટ લેબોરેટરીમાં આ રજવાડી દવા એનેલાઇઝ થએલ છે

# બાદશાહી યાકુતી:

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવેછે. પુરૂષાતન કાયમ રાખેછે. આ રાજવશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડેછે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે. . ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળાની ડબી એકના રૂા. દશ

# બાદશાહી ચુનાની લેપ.

ઉમદા દવાઓમાથી આ લેપ બનાવેલ છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

**ડાક્ટર કાલીદાસ મોતીરામ—રાજકોટ—કાઠિયાવાડ.**

# "સોરઠની સતિ"

## નાટકનાં મુખ્ય પાત્રો."



### પુરૂષ પાત્રો.



**સિદ્ધરાજ**—ગુર્જરાધિશ પાટણનો મહારાજા. કરણ સોળંકીનો પુત્ર.

**ખેંગાર**—સૌરાષ્ટ્ર નરેશ. રાણકદેવીનો પતિ.

**દેશળ**—ખેંગારનો ભાણેજ અને સિદ્ધરાજનો ભત્રીજો.

**હડમત**—કુંભાર. પાછળથી ખેંગારનો સસરો.

**રણમલ**<br>**દશોંદી** } —ગુણ વકતા. દેવી પુત્ર.

**માણેરા**—ખેંગારનો રાણકદેવીથી થયેલો પાટવીકુમાર.

**દુદો**<br>**હમીર** } —સોરઠના શણગારરૂપ ખેંગારના વિશ્વાસુ દરવાનો.

દૂત, ચોપદાર, સૈનીકો, બાવો, મહંત, સેવકરામ, દેવો પટેલ, મેઘલો, પ્રધાન, દરબારીઓ, કેદીઓ, ઇત્યાદિ ઇત્યાદિ,

——:o:——

# સ્ત્રી પાત્રો.



**રાણકદેવી**–માટીની ખાણમાંથી કુંભારને જડેલી દેવડા રજપૂતની કુમારી, પાછળથી ખેંગારની પત્નિ અને એજ "સોરઠની સતી."

**પુંજી**—હડમત કુંભારની સ્ત્રી અને રાણકદેવીની પાળક માતા.

**હીરૂ**—ખેંગારના મહેલની વડારણ.

**રજલી, વજલી, વીરકી** } કુંભારની છોકરીયો. રાણકદેવીની નાનપણની સખીઓ.

**મીનળદેવી**–ગુર્જર દેશની મહારાણી. સિદ્ધરાજની માતા. દાસીઓ, કંચનીયો, વિગેરે. વિગેરે.



શ્રી ૧.

॥ શ્રી ગણેશાયનમઃ ॥

# " સોરઠની સતિ "

## નાટકનો ટુંક સાર.



## અંક ૧ લો.

મંગળાચરણ–સુત્રધાર નટીનું વસ્તુ સૂચન.

**પ્રવેશ ૧લો**–સ્થળ. પાટણપતિ " સિદ્ધરાજ જયસિંહ " નો મહેલ. ગુણવકતા બારોટ સાથે સિદ્ધરાજ જયસિંહનો સ્ત્રી સ્વરૂપ સંબંધી વાર્તાલાપ. તેને અંતે 'પદમણી' સ્ત્રી શોધી લાવવાની આજ્ઞા બારોટોને આપેછે.

**પ્રવેશ ૨જો**–સ્થળ. " મજેવડી " ગામનું પાદર. 'રાણુકદેવી'ના પિતા હડમતની ચિંતા. રાણુકદેવીના રૂપની ખ્યાતી સાંભળી હડમતનું ઘર શોધતા આવેલા બારોટોને બારોબાર રવાના કરવાની યુક્તિ માથે પડી તે બાબતની હડમતની નિરાશા.

**પ્રવેશ ૩જો**–સ્થળ. હડમતનું ઘર. રાણુકદેવીની વિરહાવસ્થા. સખીઓની મશ્કરી. બાદ ખેંગારનું શીકારીરૂપે રાણુકદેવીને દ્રશ્ય થવું. હડમતનું આવવું. અંતે બારોટોનું આવી પ્હોંચવું. હડમતે કચવાતે મને પાટણપતિનું માગું કબુલ કરવું.

**પ્રવેશ ૪થો**–સ્થળ. જુનાગઢના રાજા " ખેંગાર " નો મહેલ. 'દેશળે' સિદ્ધરાજનું મજેવડી ગામમાં વેવિશાળ થયાના ખબર આપવા. " ખેંગાર "નું ઉશ્કેરાવું. (મારો હાડ શત્રુ

સિદ્ધરાજ મારી સરહદમાંથી કન્યા લઇ જશે.) દેશળને રાણકદેવીના પાળક પિતા હડમતને બોલાવી લાવવાની આજ્ઞા.

"આ રાજ જાયે, દેશ જાયે, તોપણ શું થઇ ગયું !
તલ્વારથી ગરદન કપાયે, તોપણ શું થઇ ગયું !
જે ક્ષત્રી છે, તે ટેકને, ઝાંખી નહિં કરનાર છે !
રજપુત બચ્ચા કદાપી, અપમાન ના સ્હેનાર છે."

પ્રવેશ ૫મો–સ્થળ સિદ્ધરાજનો મહેલ.

રાણકદેવીનું વેવિશાળ કરીને આવેલા બારોટોએ સિદ્ધરાજને વધામણી આપવી. બરોબરીયો સગો નહિ મળવાથી સિદ્ધરાજનો કોપ. ખુલાસાના અંતે તે સંબંધ સિદ્ધરાજે કબુલ રાખવો.

પ્રવેશ ૬ઠ્ઠો–સ્થળ. રા'નો મહેલ.

હડમત અને દેશળનો વાદવિવાદ. દેશળે રાણકદેવીનું રા' વેરે માગું કરવું. હડમતે સાફ ના પાડવી કે "દેશળભાઇ પાટણ પતિથી વેર કરવામાં સાર નથી."

"આ આફ્જ્યામાં રાજ જુનાગઢ તણું છે વહી જવું;
સમજ્યા હવે હું ઠીક કહુંછું, ભા "સમો વરતી ચાલવું" !

દેશળની સખ્તાઇ. રા' ની ઉદારતા. હડમતનો વિચાર બદલાવો.

પ્રવેશ ૭મો–સ્થળ હડમતનું ઘર.

પુત્રીને સાસરે વળાવતી વખતે માબાપને શું દુઃખ થાય છે તેનો ચિતાર. રાણકદેવીને સાસરે વળાવવી.

પ્રવેશ ૮મો–સ્થળ. ખેંગારનો મહેલ.

"રાણકદેવી અને ખેંગારનું મધુરું મીલન."

# અંક ૨ જો.

**પ્રવેશ ૧લો.**—ગુર્જરેશ્વરનો ભવ્ય દરબાર.
ખેંગાર રાણકદેવીને હરી ગયો તે સમાચાર મળવા. સિદ્ધરાજનો કોપ ચડાઇની તૈયારી.

**પ્રવેશ ૨જો.**—સ્થળ હડમતનું ઘર. (જુનાગઢ.)
પુંજી અને હડમતની શહેરી સંસાર વિષયપર તકરાર. ત્યાં હીરૂનું આવવું.

**પ્રવેશ ૩જો.**—સ્થળ–અંતઃપુર.

પુત્રને ઝુલાવતી રાણકદેવીને તેના ભાણેજ દેશળનું "દારૂ" દેવા આવવું. મદીરાની મસ્તીમાં બેભાન બની બન્નેનું ઢળી પડવું. ખેંગારનું આવવું. દ્રષ્ય જોઇને વહેમાવું. તલવારનો ઘા કરવા જતાં તલ્વાર ભાગી જવી. રા'નું ગુસ્સાના આવેશમાં ચાલી જવું. દેશળ અને રાણકદેવીનું શુદ્ધિમાં આવવું. તલવારના ટુકડા જોઇ બનેલી ઘટના સમજવી. દેશળના દીલનું ફરવું. એટલે ખેંગાર માટે જીવ આપનાર દેશળ ખેંગારનો જીવલેનાર બને છે. દેશળનું ગુસ્સાના આવેશમાં જવું. રાણકદેવીનો "આત્મ હત્યા" કરવાનો નિશ્ચય. ખેંગાર અટકાવે છે. સંદેહનું નિવારણ.

જે મદીરાયે સેંકડો શ્રીમાન સંહાર્યા,
જે મદીરાયે કૈં જુવાનો કમોતે માર્યા;
જે મદીરાયે લાખ રાજ્યો કરેલાં વેરાન છે,
તે મદીરાના જામનું આ બધું કારસ્તાન છે.

**પ્રવેશ ૪થો.**—સ્થળ-રસ્તો.

દેશળ ને હડમતની ન્યાય અન્યાય પર તકરાર. ખેંગારના વરતનથી તપેલા દેશળને હડમતનો ન્યાયભર્યો જવાબ. "સમો વરતી ચાલવું" દેશળનું જવું. હડમતે દરવાજાના રક્ષક "દુદા હમીર" ને ચેતાવવા. "પુંજી"નું આવવું. ધણી ધણીયાણીની રકઝક.

**પ્રવેશ ૫મો.**—સ્થળ-છાવણી

દેશળ તથા સિદ્ધરાજનો ગુપ્ત સંકેત. બાર બાર વરસથી ન જીતાયેલો કિલ્લો. દેશળની દગાબાજીથી જમીન દોસ્ત થવાની તૈયારીમાં.

**પ્રવેશ ૬ઠ્ઠો.**—સ્થળ. જુનાગઢનો કિલ્લો

દુદો, હમીર ને હડમતની ગમત. બાદ દેશળનું આવવું. દગાથી કિલ્લો સર કરવો. વફાદાર દુદા હમીરે દેહાર્પણ કરવાં.

**ટેબ્લો.**



# અંક ૩ જો.

**પ્રવેશ ૧લો**—સ્થળ રા' નો મહેલ.

કિલ્લો સર થવાના સમાચાર. રા' નું મેદાનમાં પડવું. રાણકદેવીની પ્રભુપ્રાર્થના.

**પ્રવેશ ૨જો**—સ્થળ. લડાઇનું મેદાન. (જુનાગઢનો વચલો ચોક.)

રા' અને સિદ્ધરાજની લડાઇ. દેશળના વિશ્વાસઘાતથી રા' નું મોત. દાદા હડમતને હાથકડી.

**પ્રવેશ ૩જો**—સ્થળ. રસ્તો

હડમતની હાસ્યમય સ્થિતી. દેશળને ફિટકાર. દેશળનું હડમતના બોધથી સુધરવું.

**પ્રવેશ ૪થો**—સ્થળ. કેદખાનું. (રાજવંશીઓનું.)

રાણકદેવીપર સિદ્ધરાજનો અત્યાચાર. તેના બે કુમારોને ઠાર કરવા બાદ માતા "મીનળદેવી" ના ઉપદેશથી સિદ્ધરાજને સતિ ચારિત્ર સમજાય છે. "રાણકદેવી એજ સોરઠની સતિ."

**પ્રવેશ ૫મો**—સ્થળ. ભોગાવાનો કિનારો.

"દેશળને સજા." "સિદ્ધરાજને શ્રાપ." રાણકદેવીનું સતિ થવું. પતિ પત્નીનો મોક્ષ. બંનેનું "સ્વર્ગપ્રયાણ."

**ઇતિ સમાપ્ત.**

# સોરઠની સતિ.



**સુત્રધાર—** ૧

અનંત એકજ છે અવિનાશી, વિશ્વ વિષે રહી જયોતી પ્રકાશી;
ઉત્પતી સ્થીતી પ્રલય કળાશી, દીઠી જગતના નાટયવિલાસી.
એવા હરી તવ શરણુ ગૃહીને, પ્રેમ ધરી નાથ પાયજ લાગું;
નવિન નાટક આજે ભજવવા, નાથ કૃપા પૂર્ણ ઉતારો માગું.

**બાળાઓ—** ૨

ભુમી રાષ્ટોમાં શ્રેષ્ટ એ, સૌરાષ્ટની હતી;
અખિલેશ્વરી હતી, ભૂવનેશ્વરી હતી;
પરમેશ્વરી હતી, સૂર મોહીની હતી.—ભુમી૦
કૃષ્ણચંદ્ર બસીગાને, ભૂવનો ગજાવતી;
પ્રેમ શૌર્ય ભક્તિતણા, પાઠો ભણાવતી;
અખીલ ભૂવન સોહીની, સરવેશ્વરી હતી,
સૂર મોહીની હતી—ભુમી૦

**સીદ્ધરાજ—** ૩

હવે કદી નહી અંતઃપુરમાં, અવર પુરૂષ લઇ જાવુંરે.
બારોટ એને સાથે લઇને, બેઠો ખાના ખાવું રે;
પીરસતી રાણીને પેખી, મસ્તક એણે ધુણાવ્યું રે.—
અતિ કોપ એ બને ઉપર ઉપજ્યો અગ્નિ સાથેરે;
પ્રભુ કૃપાથી વિતી વેળા, કરત કેર એ માથેરે.—

આરોટ— ૪

પાટણના નૃપ નથી તુજ મહેલે, પદમણી નારી.
બહુ જોયું ભાળી, રાણી તુજ સરવે નીહાળી;
મહા મનોહર શશી વદની, નવ દીઠી કોઇ નારી—
સકળ છે ઘેર રાય ગુજરાત, સિંહ છો જગત વિષે વિખ્યાત;
હીરા મુકતા તુજ ઘેર અગાધ, નારી નહી કોઇ સ્વરૂપધારી—
બેઠા કરવા સાથે ભોજન, પીરસતી રાણી સર્વ અન્ન;
જોઇ એકે નવ માન્યું મન, જનમ શું ગયા ભુપ હારી—
મળે નહી જ્યાં લગી એવી નાર, નીમક ખાધું તારૂં ધિક્કાર;
પદમણી નથી તુજ દરબાર, ધુણાવ્યું શીશ એમ ધારી—

હુડમત— ૫

અજાણ્યાથી કામ પડતાં, બહુ પડે સંભાળવું;
હડમતનો એ મત છે, કે **'સમો વરતી ચાલવું.'**
ધરમનો ઘોકો બતાવી, પાપને પડકારવું,
વખત વસમો આવતાં ભાઇ, **'સમો વરતી ચાલવું.'**
ચોખી દાનત રાખીને, ભાઇ ફ્દીયું ન કોઇનું ધાલવું;
રામ રાજી રાખવાને, **'સમો વરતી ચાલવું.'**

રાણક— ૬

જોડી વિના કંથ મારે કોને કરવો.
અરસ પરસ બધી ઉમર વહીજાય વહીજાય;
પ્રિતીવીના અરપવું તનમન-જોડી વીના,
ઉછરીછું આવે ધરે, પણ છું રાજાની કુંવરી.
કોણ જાણે કેવો પતિ આપી મારા પીતુ બાળશે યૌવન.

સખીઓ— ૭

હુંરે થયું રે મ્હોનો હુંરે થયું;
આપણી આ રાણકીને હુંરે થયું !
હાજી હારી એ ઉભીતી હમણાં;
બારીમાંથી હું ચેટક થયું—આપણી.
ધબક લઇને હેઠે પડી ગઇ;
હુંરે ભરાઇ ભૂત પેહી ગયું—આપણી.
રજલી ! જા કે દાદા હડમતને;
લે હું તપાહું એનું હયું—આપણી.
વીરકી એની આંખું દબાવ તું;
બોલાવ તારૂં માનહે કહ્યું—આપણી.

હડમત-પુંજી— ૮

પ્રભુ મારી રાણકી રૂડીરે, પેરે સોનાની સુડી.
રાણકી મારી રૂપાળી એવી, ઇંદરની અપસરાય;
નાહોલીઓ તું આપજે એવો, પાંચ માણહમાં પુસાય,
સાચી સોકરી ન કુડીરે,—પેરે સોનાની સુડી.
મલપતીતો સાલેસે તારી, રાણકી રૂડી સાલ,
મોટાનું છોરૂં હાથ આવ્યુંસે, હરી હધારજો હાલ;
હમજણ સે એની ઉંડીરે,—પેરે સોનાની સુડી,
હાલરડાં ગાઇને હેતશું મોટી કીધીસે રાણકી આજ.
વર રૂપાળો આપીને રાખજે, લાજ ગરીબ નવાજ,
અમારી મોંઘીસે મુડીરે,—પેરે સોનાની સુડી.

કંચનીયો— ૯

બંસીયા બાજી રહી, મધુરી ગાજી રહી;
કદંબતર છુટ ગયો શંકરજીકો ધ્યાન.
બેલ ચડે શંકરજી આવે,
ગરૂડ ચડે ભગવાન—બંસીયા.
ધેનું ચરાવત, બંસી બજાવત;
સુનકર મય તો ભઇ બેભાન—બંસીયા.

રાણક— ૧૦

મારી શી આ ગતિ, જાણુતી નથી, દૈવ શું ધાર્યું છે,
કોને સ્થાપવો છે હરી, તારે મારો પતિ, મારી શી આ ગતિ.
કચ્છના રાવના ભયે, મુજ પીતાએ કચ્છને દીધું છોડી,
વળી અહીં વિધાતા, સિદ્ધરાજથી લગન દીધું જોડી;
તેને આવી ઓચિંતા, ત્રીજાએ નાંખ્યું ત્રોડી—મારી.
કેવે ઠેકાણે ઉછરી, કયાં પ્રભુ મારી જનમ ભૂમી;
સ્વરૂપ સાંભળી, ઘણા રાજા રહ્યા છે આમ તેમ ધૂમી;
કાયમ કયોજ રહેશે, નક્કી નથી હજુ ઇ—મારી.

સખીઓ— ૧૧

બની બહાર એની એજી બ્હેની મંડપ રચ્યો આજ.
નીલમણી નવરંગી હીરા જડીત્ર ત્રિભંગી;
છે રંગ બેરંગી તમામ, માંહે મીણાકારી કામ,
સખી રમ્ય મનોહર ઠામ, ત્યાં પરણ્યા મહારાજ—મંડપ.
એવી છે રૂપાળી રાણી, મોહ પામી લાવ્યા આણી,
પ્રીતે કીધી છે પટરાણી, દેશળ ભાઇયે આપ્યા આણી;
મહારાજાને મન માની, થયું રૂડું કાજ—મંડપ૦

સિદ્ધરાજ વેરે દીધાં, પાટણ જતાંતાં સીધાં;
ત્યાંથી તેને ઝડપી લીધાં, પરભુમી જવા નવ દીધાં;
એ કામ રૂડાંરે કીધાં, રાખી દેશ લાજ—મંડપ૦

રાણક— ૧૨

આ શું ઠેશ વાગીરે. (૨)
પગ દેતાં આ મહેલમાં, થયાં માન શકુન મુનેરે—આ શું૦
હરી સહાય કરજો મારી, સુધરે મારો આ સંસાર;
આ પ્રીતમથી પ્રીત મારી, જામો જગદાધાર;
વિનવું પાય લાગીરે—આ શું૦

રાણક— ૧૩

છેલ છબીલા પ્યારા, કંથ સુણો મારા જો;
બોલ તમાગ બહુ દીએછે, સંતોષ મારા નાથ—છેલ૦
સોરઠના સુબા થયા છો, સ્વામી મારા જો;
એ આનંદ ઉરમાં કયાંય ન સમાય નાથ—છેલ૦
સ્નેહગાંઠ પડી છે સદાય તમથકી જો;
ઢીલી નહી પડે તે કદી-કોઇ કાળે મારા નાથ—છેલ૦

ખેંગાર-રાણક— ૧૪

સાંભળું શું બોલો તમારાં રાણી (૨)
કબુલ કરીછે મુજને આપે,
મધુર વચનથી મોહજ વ્યાપે;
નાથ વચન તવ પ્રેમજ છાપે,
આપે વ્યાપે છાપે તમારા રાણી—સાંભળું૦

નાથ તમારી ઇચ્છું સેવા,
મુજ મન છે એ મીઠા મેવા;
તવ મુખ શોભે વચન એવાં,
શેવા મેવા એવા, તમારા રાણી—સાંભળું૦

કંચનીયો— ૧૫

રંગભર રૂમક ઝુમક ઠુમક હો અલબેલડી,
રામા રસવલડી, મનહર મદ વેલડી;
ધે ધેં ધે ધર ધૂમ કૃત ડોલે
અનંગ અંગ ઝોલે ગુર્જરેશ ચમક તારી.
ત્રીલોકમાં વિસ્તારી—
ગાઓ નાચો આલી મોરી રસ સરીતાને રેલાવો-રંગભર.
એક અમીઝર રાતડી, બીજી નૌતમ નાર;
ત્રીજો રસીઓ રાજવી, શોભા અપરંપાર.

પુંજી, હીરૂ, હુડમત— ૧૬

ભુંડી ભારે ભારજા રે—ભુંડી ભારે,
હીરૂ શરમારે કહું વારે વારે;
મને શું છે તું સમજુ છે મને શું છે, શું તારૂ લેવું છે,
શું તારૂં દેવું છે—
મુકો મુકોને મારી માવડીયું, આ તો પાકો ફજેતો થાય.
લડો માં રાંડુ લાગું તમારે પાય, હાય હાય.—
શાને ધમકાવે બાઈ તું મુજને, તારા ધણી થતાનો મોટો વાંક,
રાંડ તારૂ મોંહું તું ઢાંક, આવી મળવા બેઠી હળવા,
હળવા એ હળવા હળવા.

રાણક—

૧૭

મારો કુંવર કોડીલો ઝુલેરે, મારો પ્યારો પારણે ઝુલે;
થનગન થનગન પગ ઠમકાવે, મારૂં મનડું આજ પ્રફુલ્લેરે.
હાલરડાં હું ગાઉં હેતથી, વ્હાલા જાઉં તારાપર વારી;
.મારી દોલત તું છો પ્યારી, મારૂં તન મન નાંખું વારી.
મારૂં દીલ હરખાય, મારો ઉમંગ ન માય,
મારો મહેલ તો સોહાય, ઝળકાય ચળકાય,
મારૂં દીલડું મગન થઇ ફુલેરે—મારો.
ઝુલાવું તુને પ્યારા પ્રીતથી, તું છાનોરે મારા પ્યારા;
તુને લાડ લડાવું ન્યારાં, પકવાન જમાડું સારાં;
તુને બચી લેતી જાઉં, તુને ગીત રૂડાં ગાઉં;
એક પોપટ મંગાઉં, તારે પારણે ટંગાવું;
તુંને જોઇ સર્વ દુઃખ ભૂલેરે—મારો

માણેરો
રાણક —
હુડમત

૧૮

બંધ કિલ્લો પિતાજી શું કામ, કીલ્લો જોવાને જાવુંરે-બંધ
પાદર પડયાં છે પાટણનાં ભીલડાં, તાકશું તેપર નિશાન;
સામે જતા નથી શાને પીતાજી, હઠાડોને ધરી હામ-કીલ્લો.
સુણો વચન પીયુ ભાસેછે મુજને, રાખે તમારૂં તો નામ;
નથી જોવાને જાવુંરે, બંધ કિલ્લો બેટા છે તે કામ.
શાહબાશ બેટા મઢથી ચલાવજો, તીર તમારાં તે ઠામ;
ભલે જોવા લઈ જાશુંરે, બંધ કિલ્લો બેટા છે તે કામ.

ઉઘડાવો માજી દ્વાર, નહીંતો ઠેકશું ગઢપરથી આમ-કીલ્લો;
સિંહણનો સુત કેમ બેસીજ રહેશે, તોબા ભણાવું તમામ.

દુહો-હમીર— ૧૯

નેણમાં નીદરા નાવે જરી, મારા રામ ગયા વનવાસરે-હો.
હંસ વિનાના મારા સરોવર સુનારે,
મંદરીયા સુના, મારા રામરે-હો.
માતા કૌશલ્યાજી એમ કહી વિનવેરે,
સમીપે રહોને મારા શ્યામરે-હો.

હડમત— ૨૦

ધીમો ધીમો ફરતો રે હળવે શું ગરજતો રે
મીઠો મારો ચાકડો હો જી—
એ ચાકડાથી ઉતરે ગોળા અને ગાગર,
રૂડા રૂડા માગી ખાવાના રામપાતર.
પાટણ આવ્યાં પુર, ખળભળતા ખાંડતણા;
એમાં ભેંસાસુર ભારે ખેલે ભાણના.
જાય તણાતે પુર, પાટણનાં એ બીલડાં;
હોંશે હડમત હરખાતોરે—મીઠો૦

રાણક— ૨૧

રંગથી ભીજાવું પ્યારા તમને, પ્રીતે પ્રીતે છાંટું.
કેશુ કેશર પતંગ રંગ હોંશે છાંટું,
દીલમાં હર્ષ પ્રીતે છાંટું—રંગથી૦
આજ કુંવરની જન્મતિથી શુભ,
ચળી દુશ્મનો કાયર થઇ ભાગે—કેશુ૦

રાણક— ૨૨

એકલડી મુકી પ્યારા, એ ઉતર્યા છે મધરાતે;
હું વિનવી વિનવી થાકી, પણ માન્યું નહી કોઈ વાતે.
હરી એને વિજયી કરજો, શત્રુ એના સંહરજો;
હું બાળ યૌવના બેઠી, નથી આમ તજી કદી નાથે-એકલડી.
પ્રભુ સાચવજોરે પ્યારો, જે અખંડ ચુડો મારો;
મમનાથ મહેલ મોકલજો, પાછા ભેટું આ હાથે-એકલડી.

રાણક— ૨૩

દેહના રૂપે ડાટ વાળ્યો, મોહથી મારો ભવ બાળ્યો;
ભાણેજ શત્રુ તો થયો, દગાથી વાળ્યો ડાટ--
ધાલ્યો દુશ્મન ધરવિષે, ધડયો કપટથી ઘાટ
અજીત પતી મારો શું હાર્યો
વખત વિના ઉતર્યો પ્યારો—
જે ગઢમાંહે ગરજતો રાયજ રાખેંગાર,
તેમાં પાટણ ભીલડા પેશી કરે પોકાર;
સુભટ પતી પાછો—નવ ભાળ્યો,
સોરઠમાં કેર થયો કાળો.

માણેરો— ૨૪

માર માર તલવાર ઉભો જુએ છે શું, (૨)
ધિક્ક ધિક્ક બાળક બાંધી મારે છે, મેંશ થકી મુખ ધુવેછે શું ?
છુટો મુક હમણા દેખાડું, કેમ સુખે કરી સુએ છે તું-માર.

રાણક— ૨૫

હે ભોગાવા મુજ બાહ્ય, ભસ્મ સંઘરજે,
પણ શિખ આટલી સો સતિને દેજે;

આ રૂપ દેહને રાજ, નાશ સૌ થાશે,
પણ રાખી ટેક રહી, અડગ નામ રહી જાશે.
હશે નાર સાચી કુળવાન, આ કરે આ રે,
તે સાચવશે નિજ ધર્મ, ખડગની ધારે;
મૂને મળ્યું રાખવા નામ, આવું શુભ ટાણું,
બે પુત્ર કર્યાં બળિદાન, સરવે જગ જાણ્યું.
જે સતી પડે વિપત્તી, અચળ મન રહેજો,
શ્રી જગપતીની પાસે, બદલો જઇ લેજો;
હવે બીરાજે જ્યાં મમ નાથ, તુરત ત્યાં જાઉં,
જ્યાં વસેછે હૈયા હાર, હાજર ત્યાં થાઉં.
આ જગત વિષે દે યાદ, સતી શુભ થાવા,
મુજ સત્ય તણો તું સાક્ષી, ભાઇ ભોગાવા.

સર્વ— ૨૬

જય દેવી રજપુત નૃપ ઘર તું ઉપની સરવે શિરે એક.
ધન્ય મતી તારી સતી, અકળ ગતી, સત તુજ દીપાવ્યું;
સાચી રતી, કરીજ છતી, તવ કીર્તિ, શિયળવતી;
સહુ સતિ વચમાં પ્રથમ પદવી તો સદા મળવી તુજને હે સતિ;
સોરઠ મૈયા ચમત્કારી, તો અતિ ઘણી ખુબી તુજ.

